

# કવીન
## 'વિકટોરીયા'
## સીનેમા

મોટી ઘડી-
ચાળ આગળ
—સુરત.—

# 'ગેબી'
# મદદગાર
યાને
# હસ્તો
# બુરખો

૫૦૦૦૦ ફીટ.
૪૦ ભાગમાં

# ઇનામ

છેલ્લે સુધી અડધીઆં સાચવો રાખજો છેલ્લે દિવસે રોકડ રૂ૦ ૧૫૦

---

શનીવાર તા. ૭ ૪-૨૭ થી શુક્રવાર તા. ૧૩ ૪-૨૭ સુધી પાચમા અઠવાડીઆના
બે હુપતાનો ટુંકસાર.

---

દોહરો:—"અખતર" આફતમાં સર્વને, નિશદિન તેનો આધાર છે.
સહાયક તે સાચા સુદિનો, જે " ગેબી મદદગાર " છે.

# બનામે જહાંદાર, જહાંઆફરીન

## (દિબાચો.)

હજારો શુક્ર છે તે પાક પરવર દીગારના કે જેણે કુલ જહાન પેદા કીધા છે. જે તમામ જગતનો માલીક છે જેણે આ જગતમાં દરેક ચીજ ઉપર આદમજાદ યાને માણુસને સરદારી આપી છે. અને સર્વથી વધારે કીમતી રત્ન અક્કલ તે અક્કલ આપી છે. અને તેજ અક્કલથી કાળાં માથાંનાં માનવી શું નથી કરી શકતા? વીસમી સદીમાં હજારો હુન્નરની ઉથલપાથલ થઈ તેમાં "સીનેમા"ના હુન્નરે બસ કમાલ કરી નાંખી છે. તમામ મહેનતથી થાકેલા ઈનસાનને ખાતર બે કલાકની મોજમજાહનું સાધન ખાસ "સીનેમા"જ છે. તેમાં સર્વથી મુખ્ય બાબત "ફીલમો"ની છે કે જેની ઉપર તમામ "સીનેમા"ના બીઝનેસનો આધાર છે. કારણ કે સારી ફીલમો હોય તોજ સીનેમાનો બીઝનેસ સુધારી શકે આ અહના "કવીન વિકટોરીયા સીનેમા" કે જે ફકત આઠ મહિનાનું હજી બાળક છે જેણે પોતાની "ઓપનીંગ નાઇટ" યાને શરૂઆત "સાલમ્બો" પ્રોટીઆ" મારશેલા" આતીશે ઈશ્ક" "સરકસની સુંદરી" વીગેરે નામ ચીન ફીલમોની સાથે "બ્લેક બૉકસ" "દશલાખનો દલ્લો" "ઝુદોરા" જેવી નામચીન સીરીયલોથી કીધી છે. અને જેની તારીફ સુરતની સીનેમાની શોખીન પ્રજાએ જાણજા કીધી છે. જેથી અમોને કાંઇક નવું કરી બતાવવાની ઉલટ થઈ છે તે'લા માટેજ "ખાસ સીઝન માટે" નામચીન ફીલમ મેકર "પાથે"ની "ગેબી મદદગાર"ની અતી પાવરફુલ સીરીયલ સુરતની શોખીન પ્રજા સનમુખ મુકીએ છીએ કે જે મેળવવા માટે અમને ખરચનો ભારે ભોગ આપવો પડયો છે. પણ આશા છે કે સુરતની શોખીન પ્રજા (કવીન વિકટોરીઆના માનવંતા પેટ્રનો) કુમોને જે આશરો આપતી આવી છે તેથી વધુ આશરો આપશે તો અમે અમારી મહેનતનો અને ખરચનો બદલો મળી ચુકેલો સમજીશું. અને અમને ઉમેદ છે કે પરવર દેગારની મહેરબાનીથી એક એકથી ચઢીયાતી સીરીયલ ફીલમો સુરતની કદરદાન પ્રજા સનમુખ રજુ કરીશું.

લી૦ માલીક,

"કવીન વિકટોરીઆ સીનેમા."

લેખકઃ—બી. બી. પટેલ ઉર્ફે "અખતર."

# ગેબી મદદગાર.

## પ્રકરણ ૩૩-૩૪ મું.

" વૃક્ષથી વેલ ન છુટી પડે, કદી છુટી પડે તો ફરે તે ચડે,
" નવ ડાંગથી પાણી તો જુદાં પડે, કદી જુદાં પડે તો ફરી તે મળે,
" ત્યમ આશક માશુકના ઉરમાં, પડી પ્રેમની ગાંઠ કદી ન છુટે,
" કદી છુટતી તો પળમાં થતી એકજ, પ્રેમ સંબંધ કદી ન વછુટે.

તેમજ તે મધુરી માશુક મારગેરી, જોકે વ્હાલા ડેવીડ સાથ રીસાણી હતી. તો પણ અત્યારે તે સુંદર બાગના બાંકપર વ્હાલાના વીચાર કરતી હતી. ખરેખર પ્રેમ, એ એક અજબ દીવાનાપણું છે, કે જેમાં સપડાયેલાં આશક માશુક એક દીવાનાની માફક " ક્ષણમાં હસતાં, ક્ષણમાં રડતાં, ક્ષણમાં રમતાં તન્મય થઇ, ક્ષણમાં અટકી, ક્ષણમાં છટકી; કટ્ટી કરતાં દુશ્મન થઈ." તેમજ આ મારગેરી ને ડેવીડનું હતું, પરંતુ પ્રેમની મજબુત શૃંખલા એમ " ડાંગેથી પાણી છુટાં પડવા દે " એહ કયાં હતું ?

તેણીને હમણાંજ પોલીસ ડીટેકટીવ અરીસાના પડછાયાથી ડીટેકટીવ ટેલીગ્રાફ કરવાની રીત શીખડી ગયો હોવાથી તે અરીસો તેણીના હાથમાંજ હતો, ને તેમાં પોતાનું મુખ જોતી મારગેરી, પોતાના મુખ સાથે વ્હાલા ડેવીડનું મુખ કલ્પનામાં ચીતારતી હતી, એટલામાં પ્યારમાં ડેવીડનો હરીફ બનેલો, અને મારગેરીનું પણ દીલ જીતી જનાર ભેદી બુરખાવાળાને ચહેરો કાચમાં (અરીસામાં) દેખાયો, ને તેણી ચમકી !

નીર્મળ આકાશમાં જાણે, ચઢી આવેલી કાળી મેઘ વાદળી—તેમ તે ચોખ્ખા નીર્મળ કાચમાં મેઘના જેવી ગંભીર બુરખાવાળાની કાળી આકૃતી જોતાં, મારગેરી ચમકી તુરત ઉભી થઇ, તે ભેદી શખસને ભેટવા ઉઠી, પણ એકજ પળમાં તે ચહેરો બાગની લતાઓમાં અદ્રષ્ય થઈ ગયો, છતા તેણી ઉઠી પાછળ દોડી પરંતુ આશ્ચર્યથી

સ્હામેની ઝાડની ઘટામાંથી તો સેક્રેટરી ડેવીડ મેનલી ઉતાવળે પગલે આ તરફ આવતો હતો, ત્યારે લાફીંગ માસ્તર કયાં ગયો ?

અહો, અને આશ્ચર્ય વચે તરંગ મુગ્ધ બનેલી બાળા મારગેરીએ એક પળની ચુપકીદી પકડી, પણ ડેવીડ નજદીક આવી પહોંચતાં તેણીએ તેને નહી બોલાવવાનો નીશ્ચય કરયો હતો, છતાં આગળ પડી બોલી " ડેવીડ તું અહીં ઝાડની ઘટામાં શું કરતો હતો ? "

" હું તો આ નજદીકની ટેકરીપર ગયો હતો, ત્યાંથી આવું છું, ને તેને ભેટ આપવા માટે એક કુતરો ખરીદી લાવવા મારો વીચાર થયો છે, તેથી મારી મોટર સાઈકલ તબેલામાં લેવા જાઉં છું." એમ કહી તે વિચીત્ર ખસલતનો સેક-

રેટરી ઉંધુ ઘાલી તબેલા તરફ ગયો, ને મારગેરી તેની પીઠ તરફ જોતી, તો ક્ષણમાં પેલી લતામંડપમાં દ્રષ્ટી નાંખતી વહેમનાં તુરંગમાં ત્યાંજ ઉભી હતી.

"શું, આ ડેવીડજ લાર્કીંગ માસ્તર હશે? નહીં, તેમ તો બને નહીં, જો તેમ હોય તો—જ્યારે તેને પોલીસોએ પકડયો ત્યારે બીજો લાર્કીંગ મારક કયાંથી આવીને હાજર થયો," તે મધુરી માશુકે મનમાંજ પ્રશ્ન કરી મનમ જ ખુલાસો કરયો. પણ હજુ તેણી પોતાના મન સાથ આ વીચાર કરે છે, એટલામાં તે મોટર તબેલાની તરફ એક માણસને છુપાઇ જતો જોયો.

સીંહની હાજરી જેમ જાનવરો સુંઘવાથીજ સમજી જાય છે, તેમ તે બરાઈ છુપાઇ જતાં આકારની પીઠ પરથી તેણી તેને ઓળખી ગઈ, તેણીએ એક ધીમી ચીસ પાડી, "ઓ આ કોણ લીગર?"

અને ખરેજ તે લોખંડી પંજાવાળો લીગર હતો, કે જે તબેલામાંથી મોટર લઇ બહાર નીકળતા ડેવીડનીજ પુંઠ પકડવાની તક શોધતો તે જેમ દરમાંથી બહાર નીકળતા ઉંદર તરફ બીલાડો તાકી રહે, તેમ તબેલાની બાજુમાં છુપાઇ તાકી રહયો, તેજ વખતે એ ત્રણ સીસોટીયોના અવાજ ઝાડની ઘટામાંથી સંભળાયા

શું કરવું? ડેવીડને દુશ્મનના હાથમાં સપડાવા દેવો? તે બનેજ કેમ, અરે જયાં સુધી વ્હાલા ડેવીડનું દુઃખ તે કેમજ જોઇ શકે, તેણીએ એકદમ ડેવીડને ચેતાવવા વિચાર કરયો, પરંતુ તે પહેલાં તો ડેવીડ, રેલ્વેના ઇંજનની પેઠે મોટર સાઈકલપર બેસી ઉપડી ગયો, ને લીગરનો આકાર પણ ઝાડીમાં અદ્રષ્ય થઇ ગયો.

મારગેરીની છાતી ભયથી ધડકી, તેણી ડેવીડને અટકાવવા દોડી, કાળના મુખમાં જતો બચાવવા દોડી, અને ડેવીડ, ઓ, ડેવીડ કરી તેણી બુમો પાડવા લાગી, પરંતુ હાય, અફસોસ, તે કાળના ચક્રથી ઘેરાયલો હોય, કે પછી અન્ય તરંગમાં તણાયો હોય, ગમે તેમ, પણ તે દુર્ભાગી ડેવીડ મારગેરીની બુમ નહિ સાંભળતાં મોટર સાઈકલ લઈ રસ્તેજ પડયો, ને તે સાથે મારગેરીના દિલમાં પણ ભયનો પડઘો પડયો.

તેણી મોટર સાઇકલપર ડેવીડને અદ્રષ્ય થતો જોઈ એકદમ અગાશીપર દોડી, ને દુરબીન લઈ જોવા લાગી કે સાઇકલપર ગયેલા ડેવીડને લીગરે ઘેરી લીધો, કે શું થયું? પરંતુ આશ્ચર્ય, તે ડેવીડવાળી મોટરસાઈકલ, જેમ દોડતો શાહુડો પોતાનાં પીછાં સંકેલી "ખોમાં દાખલ થઈ જાય, તેમ તે નજદીકની સાત તાડવાળી કહેવાતી ઝાડીમાંજ દાખલ થઈ.

મારગેરી નીચે ઉતરી તે ઝાડી તરફ દોડી, ઘરની નજદીક આ ઝાડી આવી હતી કે જેની બાજુ નાના મોટા ટકરાઓ છવાયા હતા, છતાં આ ભયવાળી જગ્યાએ નીર્ભય બનેલી હીમતવાન મારગેરી દોડી ગઇ, કેમકે તેણીને ડેવીડના પ્રેમે આકર્ષણ કર્યું હતું.

તેણી ત્યાં ગઈ ને ગભરાટમાં પડી ગઇ, કેમકે લીગર અને તેના જોડીદારો ડેવીડની પછાડીજ ઝાડીમાં પેસતા હતા, મારગેરી પણ પોતાનો ગભરાટ છુપાવી ધીમે ધીમે તેઓની પુઠે ગઇ, તો ઝાડની ઘટા વચ્ચે ડેવીડની સાઈકલ ગોઠવી હતી પરંતુ ત્યાં ડેવીડનો પતો નહી હતો.

તેણી આશ્ચર્ય સાથ ધીમે કદમે આગળ વધી, કેમ કે લીગર ને તેના ગોઠીયાઓ, ડેવીડને આ ઝાડીમાં શોધી રહયા હતા, તેથી તેણી પણ પાછળ ગઈ અને કમનસીબી પણ તેણીની સાથે ગઈ, કેમકે તેણી જરા આગળ જરા આગળ જતાં એક નાની ડોળાવવાળી ટેકરી ઉતરવા ગઇ, ને પગ સરકયો, પગ સરકવા સાથ તેણી ટેકરીપરથી ગબડી.

આગળ જઇ પહોંચેલા લીગરે તેણીને જોઈ, અને શીકારને જાળમાં સપડાયેલો જોઇ તેના દીલમાં ખુશાલી છવાઈ, તે દોડયો, અને ગોઠીયા આપ કુદયો, ને મારગેરીને પકડવા દોડયો, પરંતુ ગબડવાથી ગભરાયેલી મારગેરી જેમ કુદકો મારતાં પડી ગયેલી હરીણી કુદકો મારી ઉભી થઇ ફલાંગો ભરતી ફરી ન્હાસે, તેમ ઉભી થઈ ન્હાસવા લાગી

જાણે ગાયની પાછળ દોડત કસાઈયો, તેમ મારગેરીની પુંઠે દોડતા લીગર ને તેના જોડીયા લગભગ નજદીકમાં થઇ ગયા, ને તેથી મારગેરી એક મોટા પથરની નીચે ભરાઈ ગઇ, લીગરે ત્યાં જોયુ, તો અહીં આશ્ચર્ય, બેદી બુરખાવાળો તે પથરની ઓથે ભરાઈ બેઠો હતો.

મારગેરી પણ જયાં ડેવીડને જોવાની આશા રાખતી હતી ત્યાં આ ભેદી બુરખાવાળાને જોઇ ચકીત થઈ, પરંતુ આ વખત આશ્ચર્ય પામવાનો ન્હોતો, તેથી તેણીયે તુર્તજ આ પાછળ દોડયા આવતા ભયથી બુરખાવાળાને સાવચેત કર્યો ને તે તો જાણે આવા ભયને માટે હમેશા તૈયાર હોય. તેમ સેજ પણ ગભરાટ વગર પોતાની પીસ્તોલ ફોડી, ને આગળ વધતા લીગરના એક જોડીયાને ત્યાંજ બેભાન કર્યો.

સ્હામેથી પણ ગોળીયો છુટી, પરંતુ બુરખાવાળો એવી જગાએ બેઠો હતો, કે જયાંથી પોતે ને મારગેરી સલામત રહી લીગરપર પીસ્તોલનો મારો ચલાવી શકે, ને તેથી લીગર આગળ વધી શકયો નહી, પરંતુ બુરખાવાળાની આવતી ગોળીઓ ને કારતુસો પોતાની ટોપીપર ઝીલી તેણે પોતાના જોડીદારો પાસે ખુશાલીથી પુકાર્યું, “ફીકર નહી, બુરખાવાળા પાસે કારતુસો ખલાસ થયાં છે, તે પોતાની પીસ્તોલમાં બીજી નકામી ચીજો ભરી ફોડી આપણને ડરાવે છે, માટે દોડો, હવે તેને ઘેરી લ્યો.”

લીગરનો હુકમ સાંભળતાંજ વર્દુનના કીલ્લાપર ધસેલા જરમનો માફક તે બદમાશો પેલા પથરના કામચલાઉ કોટપર ધસી ગયા, પરંતુ તેજ વખતે સ્હામેથી સર ગોલ્ડનને પોલીસ સીપાહીયો આવી પહોંચ્યા, કેમકે જયારે બુરખાવાળાએ પીસ્તોલબાજી ચાલુ રાખી હતી, ત્યારે મારગેરીએ પેલા ડીટેકટીવ રૂદીકી ગલાસના પડછાયાથી ટેલીગ્રામ કરી પોતાના સ્હામે આવેલા ઘેરમાં મુશકેલીની ખબર આપી હતી, ને તેથી તે ફોજ મદદે આવી હતી

મોટી ભાગન્હાસ થઇ રહી, કેટલાક બદમાશો પકડયા, ને કેટલાક ન્હાસી ગયા, અને પોલીસો જેને માટે આવ્યા હતા, તે લીગર, ને આ બાજુથી ભેદી બુરખાવાળો એ બને અદ્રશ્ય થઈ ગયા.

મારગેરી આફતમાંથી બચી ઘેર આવી ત્યાં તો સ્હામેથી મોટર ગાડીમાં પર ડેવીડને કુતરા સાથ આવતો જોયો.

"ડેવીડ, સાત તાડવાળા જંગલમાં બેસી તું શું કરતો હતો?" ડેવીડ આવી પહોંચતા શકુંતલાની મારગેરીએ પુછયું, "હું તો આ કુતરો લેવા ગયો હતો, હું કંઇ શાત ઝાડ પાસે ગયો નહીં," મારગેરી સામે ગંભીર બની ડેવીડે કહ્યું, ને તે સાંભળી મારગેરી તો દીલસુંદજ બની ગઈ, અને ડેવીડે કુતરો ભેટ આપવા માંડયો તે પણ છણકો કરી ન લેતાં, બબડી,

"શું પ્યારમાં પડદો હશે, કે બેવફાની રીત આ,

"જયાં એક છે અંતર અરે ત્યાં, ભીન્નતાની ભીંતકા?

"પણ શું ભીન્નતા રાખી?" ડેવીડે મનાવતાં પુછયું. છતાં તેણીની રોષ ભરી આંખ, જાણે ડેવીડનું અંતર વાંચી લેવા, તેનો ભેદ જાણી લેવા તેના હૃદયમાં ઉતરી જતી હોય તેમ આંસુની રેખા સાથ તેની તરફ ત્રાટક મારી રહી.

## અંક ૨ જો.

જાણે વ્હાલા આશકને પજવ્યા બદલ આ તેણે ભેટ આપેલા કુતરા આગળ તેણી માફ માંગતી હોય, ફરી આશા માગતી હોય, તેમ મારગેરી તે ડેવીડે ભેટ આપેલા નાના કુતરાને છાતીમાં દબાવતી, નચવતી બેઠી હતી, એ એક એકાંત ઓરડો હતો, ને તેમાં કુતરા સાથે મારગેરી બરાબર રમતે ચઢી હતી, એટલામાં ડેવીડ ત્યાં આવી પહોંચ્યો. ને તે એજ ગુસ્સે થયેલી પિયાને મનાવી લેવાના પ્રસંગથી તે તેણીની નજદીક ગયો.

પરંતુ કેટલીક વખતે આવી પ્રેમઘેલી માશુકોમાં બને છે, તેમજ અહીં બન્યું, ને અત્યાર સુધી ગેલ કરી રહેલી મારગેરી એકદમ ભ્રકુટી ચઢાવી ગંભીર બની, તેણીને ગઇ કાલની વાત હૈયે ચઢી આવી, ને તેથી મોઢું ચઢાવી બેઠી—છતાં ડેવીડે આવતાંની સાથ તેણીને પ્રેમમાં પીગાળવા પ્રયત્ન કર્યો.

પરંતુ મહેનત બરબાદ, તેણી તો છણકો કરી ઉઠી; બહાર જવા ધસી, ને તે વખતે ડેવીડથી ધીરજ ન રહી શકી, કે આ એજ પ્રેમ પ્રકોપથી વધુ સુંદર લાગતી માશુકને તેણે પકડી બાથમાં દાબી અધરામૃત પીધું, ઇચ્છા વિરૂદ્ધ ચુંબન લીધું.

લાય મુખંતિયકે મુખસે, ચુંબન જોર કરંત લસે

છોહતિયા પિયમો લહે, સેય 'મિતા' અભિધાન કહે.

આ મુજબ એક બીજાના મુખ પાસે લાવી ઇચ્છા વિરૂદ્ધ કરેલું "મિતા" નામનું ચુંબન માશુક મારગેરીને દીલથી તો રંજન કરનારૂં હતું, છતાં તેણી પોતાનો ઉપરનો પ્રકોપ જણાવવા છેડાઈ પડી, ને તેણીના છેડાવા સાથેજ સર ગોલ્ડન ત્યાં દાખલ થયો કેમકે ડેવીડ ને મારગેરીના મુખનું ચુંબન કરવાનો પ્રકાર આજેજ તેણે પહેલવહેલો જોયો. ને તેમાંયે વળી ભોગજોગે મારગેરીની ઇચ્છા વિરૂદ્ધ એ કૃત્ય ડેવીડને કરતો જોઈ સર ગોલ્ડન ગુસ્સે થયો.

"ડેવીડ! તેં હવે હદથી બહાર છુટ લેવા માંડી છે, ને તેથી હવે હું તારી નોકરી નથી ઇચ્છતો તને આજથી રજા આપવામાં આવે છે," તે અંદર આવી પહોંચેલા ગોલ્ડને આવતાંની સાથ છેડાઇ કહ્યું, ને મારગેરીયે પણ તેનો ભેટ આપેલો કુતરો ફરી તેનેજ સોંપી દઇ મુંગી રજા આપી દીધી.

"ઠીક, ત્યારે હું જાઉં છું," એક પળની છવાયેલી ગંભીર ચુપકીદી તોડતાં ડેવીડે કહ્યું, ને તે દીકરા સમાન રાખેલો સેક્રેટરી. મારગેરીના હૃદયના શણગારરૂપ સેક્રેટરી પોતાના નાના કુતરા સાથ ત્યાંથી વીલે વદને દરવાજા તરફ ફરયો, તેની આશાનો દીવો ઓલવાઈ ગયે, તેની આશામાં અંધકાર ફરી વળયો -કેમ કે-

"જહીં આશા દીવો, તહીં જરૂર અંધાર રજની વધુ જ્યાં એ ખીલે,

તિમિર વધુ ત્યાં ગાઢજ નકી. તેમજ જ્યાં આશાનો દિવો છે, ત્યાં અંધારી રાત પણ છે, તેવીજ રીતે, આપણા ડેવીડે મારગેરીના ભરથાર થવાની જે આશાઓના, જે ઇચ્છાઓની રોશની દીલમાં પ્રગટાવી હતી, તેના ઉપર નીરાશાનો અંધકાર ફરી વળયે, છે એક ઉંડા નીશ્વાસ સાથ દરવાજો ખોલ્યો, ને ડેવીડ બહાર પડયો,-પરંતુ તેજ વખતે જાણે દયાળુ આશા દેવી પાછળ દોડતી હોય, વીધાતા નશીબ ફેરવવા આવતી હોય, તેમ પાછળથી દોડી આવેલી દીવ્ય બાળા મારગેરીના બે હાથ તેના માનીતા કુતરાપર ફરી વળયા. અને—

"આપેલું અંતર જે તારૂં, જોઇએ તો લુંટી લે, 'સ્નેહ સ્મરણ'ની ભેટ આ સુંદરી, શયા માટે ઝુંટી લે, હે પ્રાહી ફરી..........

મમ મુર્ખતા માફ કરી'

એ મુખમાંથી નીકળેલા મંદ મીઠા આશાજનક ઉદ્દગારો નીકળી હવામાં મળી ગયા, કે પછી ડેવીડના હૃદયમાં પેસી ગયા, ગમે તે પરંતુ તુર્તજ તે આશાભંગ થએલા આશકે પોતાની પાછી લઈ લીધેલી ભેટ (પેલો નાનો કુતરો) માશુક મારગેરીના હાથમાં મુકી રસ્તો માપ્યો.

અને મારગેરી તે વ્હાલાના કુતરાને ચુંબન કરતી, પ્રેમના કે પછી પસ્તાવાના અશ્રુ સારતી, દીલગીરીના પડધારૂપ કોરી કાઢેલી પ્રતીમા સમી ત્યાંજ ઉડી રહી, કોચ પર પળ પછી બેસી ગઇ, શોકના વાદળમાં છવાઇ ગઈ, કે જે જોઇ ગોલ્ડન પણ કંઇક ગંભીર વીચારના વનળમાં કમળની માફક ગોથા ખાવા લાગ્યો

ડેવીડને રજા આપી દીધા પછીનો આ પહેલોજ દીવસ સર ગોલ્ડનના ઘરમાં દીલગીરીમાંજ પસાર થયો, દરેકને ડેવીડનો વિયોગ સાલવા લાગયો, ને તે ભુલવાજ બીજે દીવસ મારગેરીનો જન્મ દીવસ હોવાથી એક મોટા મેળાવડાની સર ગોલ્ડને યોજના કરી.

તે એક પીકનેક પાર્ટીનો દેખાવ નજરે પડતો હતો, સુરમ્ય મેદાનમાં બગલાની પાંખ જેવા ઉભાં કરેલા સફેદ તંબુઓમાં પરોણાઓની મોટી હાજરી જામી હતી, નાચ રંગને ગાનતાનમાં મારગેરી સર્વનું ધ્યાન ખેંચી રહી હતી, કેમકે તેણીના મુખપર આ ખુશાલીના પ્રસંગમાં ડેવીડની યાદથી તડકામા એક એક આછી વાદળાં સમી સેજ શોક છાયા છવાયેલી હતી, ને તેથી તેણી સેજ વધુ અંશે ગંભીર દેખાઈ વધુ આકર્ષીક લાગતી હતી, કેમકે યુવાન બાળામાં ગંભીરપણું, એ એક આકર્ષણ છે.

આ આકર્ષણથી કેટલાક જવાનો આકર્ષાઈ નાચ વખતે તેણીની સાથ નાચવા હરીફાઇ કરવા લાગ્યા, ને કોઇને પણ વધુ વજન આપ્યા વગર મારગેરી એક યંત્રવત નજદીક આવતા કોઇ પણ જવાનની જોડીદાર બની નાચવા લાગી,

ડેન્સ (નાચ) પુરો થયો ને સઘળાં ખાણાંના ટેબલપર બીરાજ્યાં, બટલરો વીવીધ લાગણીયો પીરસવા લાગ્યાં, એટલામાં ટેલીફોનની ઘંટી વાગી, ને સર ગોલ્ડન ટેલીફોનપર ગયા.

"હું તમોને તસ્દી આપનાર તમારો એક વખતનો નોકર સેક્રેટરી ડેવીડ છઉં ને—ને અત્યારે તમોને ઘણાજ ચોકસ પ્રસંગને માટે મળવા માગું છું આ વવાની રજા છે"? સ્હામેથી ડેવીડનો અવાજ આવ્યો.

"હા આવો હું અગાઉની વાત ભુલી ગયો છઉં" પ્રેમની લાગણીથી રોજ પસ્તાતા કડક ગોલ્ડને નરમ થઈ મળવા આવવા આજ્ઞા આપી, ને થોડી પળમાં તો મોટર સાઈકલ દોરાવતો ડેવીડ ત્યાં આવી પહોંચ્યો, ને "તંબુની બહાર નકળો, તંબુની બહાર નીકળો, હમણાંજ તંબુ ઉડી જશે" કહી બુમ પાડતો તે સઘળાને બ્હાર કાઢવા લાગ્યો.

સઘળાં મીજબાનો ચોંકી ઉઠયાં, ને ડેવીડની ભયંકર ચેતવણીનો ખુલાસો પુછયા વગરજ સઘળાં ખાણાંના તંબુમાંથી ઉઠી બ્હાર દોડી આવ્યાં. કે એકજ મીનીટમાં જાણે જવાળામુખી પહાડ ફાટતો હોય, તેવો ભયંકર ભડાકો થયો, ને જોત જોતામાં તે ખાણાને માટે ઉભો કરેલો વીશાળ તંબુ અરધો જમીનદોસ્ત થયો

આ કેમ થયું? ને ડેવીડે અગાઉથી તે કેમ જાણ્યું એજ પ્રશ્ન સઘળાનાં મોઢામાં રમી રહયો છતાં કંઈ પણ વધુ ખુલાસો કરવા ડેવીડ ઉભો ન રહેતાં ઉંચક દીલે ગોલ્ડ સાથ સેકન્ડ કરી તે ચાલ્યો ગયો, કે જેને જતો જોઇ સ્ત્રીઓના ટોળામાં ઉભેલી એક નવયૌવનાના આંખમાંથી મોતીના દાણા સમાં બે ત્રણ આંસુઓ ખરી પડયા- તે આંસુ ખાળનાર કોણ? ને આ રંગમાં ભંગ કરનાર કોણ? તે તમે જરૂર જાણી શકશો. (આ વખતની રસમય સીરીઝોમાં)



## પ્રકરણ ૩૫ ૩૬ મું.

"હું ખાત્રીથી કહું છું કે ડેવીડ, પોતે જ લાફીંગ માસ્ક છે" તે સુંદર મુખવાળી મારગેરીને સમજાવતા પોલીસ ડીટેક્ટીવ બોલતો હતો.

"પણ જો તેમ હોય તો જે દીવસે ડેવીડને પોલીસે પકડયો, ત્યારે સામી બાજુથી બીજો લાફીંગ માસ્ક કયાંથી આવી ઉભો?" મારગેરીયે અગાઉના બના વની યાદ કરતાં વા લાધો.

"તે ભેદ મીસ મારગેરી તમે ન સમજો, તે હીંદુસ્તાન દેવના ઓલીયા ફકીરો ને મહાત્માની એક ગુપ્ત વિદ્યા છે, કે જે વિદ્યાને યોગ્ય વિદ્યા કહે છે, ને એ યોગ્ય વિદ્યાને બળે માણસ કેદ ખાનની દીવાલો વચેથી અદ્રશ્ય થઇ શકે છે, નવાં રૂપો ધરી શકે છે, કંઇ ચમતકારો કરી શકે છે," ડીરેકટીવે પોતાનો અનુભવ ને શોધ ખોળનું દિગદર્શન કરાવતાં મારગેરીને સમજાવ્યું

"ત્યારે શું એ હીંદુઓની યોગ વિદ્યા ડેવીડમાં છે?" મારગેરીએ આ વાતને વગર પાયાની માની શંકાથી પુછયું.

"હા, હોવીજ જોઇએ, કેમકે ડેવીડનો જન્મ હીંદુસ્તાનમાં થયેલો છે, ને તેથી તે વીદ્યા તેણે સંપાદન કરી હોય અને તે દિવસે આપણાં વચે ઉભેલો છતાં

નજરઅંધીની ટ્રીક કરી તે ગેબી બુરખાવાળો બની સામે આવી ઉભો હોય, તો એ બનવાજોગ છે ? ડીટેક્ટીવે કહ્યું, ને મારગેરી સ્હામે કંઈ કહેવા જતી હતી, એટલામાં ડીટેકટીવનો એક માણુસ ત્યાં બાતમી આપવા આવ્યો, ને તેણે જણાવ્યું કે, આ ગામડામાં આવી રહેલા વીલકીશન નામના ગ્રહસ્થને ત્યાં ગઈ કાલ રાત્રે આર્યન કલોના મ બુસો ચોરી કરતા હતા, પરંતુ લાફ્રીંગ મારકે તે ચોરી થતાં અટકાવી, આર્યન કલોના માણુસોને સપડાવી દીધા છે, કહેવાય છે કે વીલકીંસન ને ત્યાંની એક જવાન છોકરી સાથે બુરખાવાળાને પ્યાર છે.

"કદી બને નહી–બુરખાવાળો મારા શીવાય કદી કોઈને ચહાતોજ નથી" મારગેરી વચમાંજ ઉશકેરાઈ બોલી ઉઠી.

"અરે, કદી બને નહી શું, મ્હે મારી નજરે જોયું છે, કેમકે, જે વખતે ચોરી કરવા લીગરના માણુસો આવ્યાં. તે વખતે નજદીકની હોટેલમાં હું પણ વીલકીસનના બે એક નોકરો સાથ કોફી પીતો હતો, એટલામાં લાફ્રીંગ મારકે આવી બારીયેથી અમને ચેતાવ્યા "કે વીલકીસનના ઘરની અંદર બદમાશો પેઠા છે, દોડો."

હું પણ વીલકીસનના આદમીયો સાથ દોડયો, તો લીગરના બે માણુસોને વીલકીશનનું ઘર લુટતાં દેખ્યાં, તેજ ઓરડામા વીલકીસનની જવાન છોકરી સુતી હતી, પરંતુ તે બીચારી ગભરાઈ માથાપર ઓઢી સુઇ ગઈ, પણ અમે પહોચી જઇ બદમાશોને પકડયા, છતાં તે જોરાવર લુચ્ચાઓ અમને પટકી છટકયા, ને બહાર રાખેલી પોતાની મોટરમાં બેસી રસ્તે પડવા મોટર ચલાવી, પણ મોટર ચાલીજ નહી, કેમકે લાફ્રીંગ મારકે મજબુત દોરડાથી એક થાંભલા સાથ તે મોટરને બાંધી લીધી હતી.

મોટર ન ચાલી ત્યારે બદમાશો ગભરાયા, ને નીચે ઉતરી ન્હાસવા જાય, એવાજ અમોએ દોડી જઈ સામટો હલ્લો કરી તેઓને પકડી લીધા, અને અમો બદમાશોને પકડી પ છા વળયા, ત્યારે તે જવાન છોકરી બુરખાવાળા લાફ્રીંગની બાથમાં દબાયેલી હતી, તે તેણીને કીસ લેતો હતો.

હું તુર્ત મારી પીસ્તોલ સાથ તે ભેદી શખ્સને પકડવા દોડયો, પરંતુ તે ગેબી શક્તીવાળો લાફ્રીંગ જાણે મ્હારો વીચાર પામી ગયો હોય, તેમ તે નવ જવાન બિકરીને બાથમાંથી છોડી ત્યાંથી નહાસી ગયો. ડીટેકટીવના જાસુસે લાંબો ખુલાસો સાંભળતાં મારગેરી ઘણી બેચેન દેખાણી.

મીસ મારગેરી ઉશ્કેરાઈ ન જાઓ, હું હવે ખાત્રીથી કહું છું કે ડેવીડજ લાફ્રીંગ મારક છે. જરા મારી સાથે આવો, હું તેની હીલચાલ દેખાડું."

તેઓ હાલમાં જયાં ડેવીડ રહેતો હતો, ત્યાં આવી પહોંચ્યા અને દુરબીનમાંથી જોવા લાગ્યાં, તો ડેવીડ ઘેરમાંથી બ્હાર નીકળતો દેખાયો.

ડીટેકટીવ ને મારગેરી એક બાજુ છુપાઇ ગયાં, ને દુરબીનથી વધુ ને વધુ જોવા લાગ્યા, તો ડેવીડને નજદીક આવેલાં કાળા પથરોઓનાં ખડકોની પાછળ જતો જોયો, ને ત્યાં "ડેવીડ ત્યાં કેમ ગયો હશે ?" એ શંકા મારગેરી કરે એટલામાં તો તે કાળાં ખડકમાંથી જાણે કોઇ કાળો આકાર જન્મતો હોય તેમ લાફ્રીંગ મારક બ્હાર પડયો.

"કેમ. મીસ, મારગેરી, હું કહેતો હતો એમ ડેવીડજ લાફીંગ માસ્ક છે, એ ખાત્રી થઈ?" ડીટેકટીવે ડેવીડને બદલે લાફીંગને ખડક પાછળથી નીકળતો જોઈ મારગેરીને કહ્યું.

"નહી તેમ ખાત્રી કેમ થાય? શું તે ખડક પાછળ ગયો, ને આ લાફીંગ ખડક પાછળથી નીકળ્યો એટલે તે ડેવીડજ છે, એમ કેમ કહી શકાય, વળી ડેવીડ પણ મ્હુનેજ ચાહે છે, જો તેજ લાફીંગ માસ્ક હોય તો તે પણ કદી પેલી અજાણી છોકરીને ચુંબન કરેજ નહી" મારગેરીએ ડીટેકટીવને શંકા દેખાડી સુચવ્યું.

"ઠીક ત્યારે દોડો આપણે એને પકડીએ" એમ કહી ડીટેકટીવ તે ખડક આગળ ઉભેલા લાફીંગની પુઠે પડયો, પરંતુ એતો ફરી તે કાળાં પથ્થરના પેટમાંજ પેસી ગયો.

"તે કદી કોઇ છોકરી સાથ પ્યાર કરેજ નહી" હજુ તે ઈશ્કેબીમાર બાળા મારગેરી મક્કમપણે ડીટેકટીવને જણાવતી હતી, પણ એટલામાં ડીટેકટીવે ગુપચુપ તેણીનું ધ્યાન સામેની ઝાડાની લતામાં ખેંચ્યું, ને મારગેરીની આંખમાં ચક્કર આવ્યાં, કેમકે, ખરેજ એક સુંદર છોકરીને બુરખાવાળો લાફીંગ અંકમાં ઝુલાવી—

મીઠાં અનેરાં ચુંબનો, કંઇ સ્નેહનાં લેતો હતો.
ઉર ઇશ્કનો "એક ભાગ" તે જાન દાનમાં દેતો હતો.

કે જે દેખાવ જોઇનેજ મારગેરી લગભગ મુર્છીત થઇ જાત, પણ સારા નસીબે ડીટેકટીવે તેણીને હાથનો આધાર આપી બચાવી લાફીંગને પકડવા ઉશ્કેરી.

સીંહણ દેડાણી, તેણીનો પ્રેમ રોષમાં બદલાઇ ગયો. ને બુરખાવાળાને પકડવા તે પણ ડીટેકટીવ સાથ તે લતા તરફ દોડી પણ બુરખાવાળો તેઓની સામે ખડખડ હસી પેલી જવાન બાળાને છોડી બાજુમાં તૈયાર રાખેલી મોટરસાઇકલ પર ચઢી જોત જોતામાં બેમાલુમ થઇ ગયો.

"બસ હવે આ પાપી બેવફા નરને પકડાવા હું પણ તમારી સાથે સામેલ છઉં" મારગેરી તે છોકરીના જરા પછી ઉશ્કેરાઇ બોલી, ને ડીટેકટીવને પણ એટલુંજ જોઈતું હતું, કેમકે મારગેરીની મદદ વગર ચતુર લાફીંગને બુરખાવાળા પોશાકની મુખ્ય સાબીતીઓ સાથ પકડી શકાય તેમ નહોતું.

ડીટેકટીવ તેજ સાંજે છટકું ગોઠવ્યું, ને લીગરના નામથી તેને (લાફીંગને) ચીઠી લખી, જેમાં જણાવ્યું કે તારી નવી માશુક મીસ વીલકીસનને હવે મળવું હોય તો મારગરાઈટ નામની ખાણપર ચાર વાગે આવવું" આવી મતલબની ચીઠી લખી પેલા કાળા ખડક આગળ મુકી.

ને તે ચીઠી લાફીંગના હાથમાં જવાને બદલે ત્યાં ભટકવા નીકળેલા ખુદ લીગરનાજ હાથમાં ગઈ, ને તેથી લીગરે તે ચીઠીનો કેવો ઉપયોગ કર્યો? ને બુરખાવાળાનું શું થયું? તે ભયંકર બનાવ જુઓ

## પ્રકરણ ૩૭ મું.

ખીલી હતી સંપુર્ણ તે સરમ્યતા દર્શાવતી
નવ પલ્લવે ફુલવાડીએ મીઠી સુગંધી આપતી.
ત્રિવલ્લી કદળી ને કમળ ત્યાં દેખતાં દીલડાં ઠરે
ને છાંયમાં ક્ષણ બેસતાં પુરા પરિશ્રમને હરે
કંઈ નવિન શાખા ને કળી, વળી વાટીકા દીપાવતી
કંઇ રંગ ભોગી ભ્રમરને લાલચ વડે લલચાવતી
ઝરમર ઝરે ઝરણાં અમીરસનાં અહોનીશ ત્યાં અતી
પીતો પરંતુ એક પંથી એ અજબ જેવી કૃતી
ચાહતો હતો માળી છતાં તે વાડી તો વ્હેમે ભરી
નવ દાદ, દે કંઈ દીલની, એ વાડી? કે વનિતા ખરી?

તે બન્ને ખરી, અહીં ખીલેલી વા-ફુલવાડી-પણ હતી, ને ખીલેલાં અંગવાળી નવયૌવના નારી મારગેરી પણ હતી, તે સુગંધી લતાથી શુશોભીત ફુલવાડીમાં મારગેરી યુવાનીની મસ્તીમાં ઉભી હતી, ને ડેવીડ તેણીની સ્હામે ઉભો, વિનવાતો હતો! "હું તને સાચું કહું છું કે હું લાફીંગ મારક નથી."

"મ્હને હવે ત્હારા બોલવા પર વિશ્વાસ નથી," મારગેરીયે ચુંબન લેવા લીધેલો પોતાનો હાથ ડેવીડના હાથમાંથી ખેંચી લેતાં કહ્યું.

"વારૂ, ત્યારે હું જાઉ છું, પણ સબુર, આ એક ચીઠી લાફીંગે તારા માટે આપી છે," એક ચીઠી કાઢતાં ડેવીડે કહ્યું.-મારગેરીયે કંપતે હાથે તે ચીઠી લીધી, તેમાં લખેલું હતું કે. "વ્હાલી મારગેરી, મ્હારાપર વિસવાસ મુકજે, હું તનેજ ચાહું છું હું ખુદાના કસમ ખાઇને કહું છું કે મ્હેં મીસ લીલકીસને ચુંબન લીધું નથી, છતાં ત્હેં તે નજરે જોયું હોય તો તે વાતમાં ભેદ છે-પણ આ તને અર્પણ થયેલું શરીર-કદી બીજીનો સ્પર્શ કરેજ નહી, કેમકે,-

મરે ભુખે તો'યે, હરણ કદિ હીંસા નવ કરે
બળે દાઝે તો'યે સુખડ સુગન્ધી નાં પરહરે
ખરો પ્રેમી તેવો, મરણ સુધિયે નાં સત ચુકે
ભલેને આવી કો, સનમુખ અતી લાલચ મુકે

બસ, આ લાફીંગ મારકનો પ્રેમનો ખાત્રી દર્શક પત્ર વાંચતાં મારગેરીનું હઇયું કંઇ કંઇ આશાઓમાં ઉભરાવા લાગ્યું, પણ તેજ પળે તેઓની પાછળની વાતમાંથી પોલીસ કોન્સટેબલ કાકા કુદી પડયા, ને તેણે ડેવીડને મારગેરી વચેની તમામ વાતો સાંભળેલી હોવાથી પેલો બુરખાવાળાનો કાગળ મારગેરી આગળથી લેવા માંગ્યો.

પણ, ડેવીડ વચે પડયો, તેણે તે કાગળ મારગેરીના હાથમાંથી લઇ પોતાના ખીસામાં સેરવી દીધો, ને પોલીસ કાકાનો મીજાજ ગયો, તેણે ડેવીડ પર હુમલો કરી તે કાગળ ઝુંટવી લેવા કોશેશ કરી, ને તેનું પરિણામ એ આવ્યું કે બને બથડી પડયા

સેંથના ભાઈ જેવા જાડા મસ્તાન પોલીસ કાકા સાથે પતલા અંગનો બથ-ભરેલો ડેવીડ, જાણે હાથીનું કુંભસ્થળ ફાડવા તઈયાર થયેલા કેસરી સીંહ જેવો દેખાવા લાગ્યો, ને તે પતલો પણ પહેલવાન જેવો ડેવીડ જરૂર આ પોલીસ કાકાનો હાડકાં પાંસળાંનો સારી રીતે ખુરદો કરતે, પણ એટલામાં સ્હામેથી બીજા બે પોલીસોને ગોલ્ડન તેઓ તરફ દોડતા આવ્યા. ને તેથી લાચારીથી ડેવીડ આ હાંપ્રી ગયેલા પોલીસ ભાઇને પડતો મુકી નાઠો.

પોલીસો પાછળ દોડયા, પરંતુ ડેવીડ, સર ગોલ્ડનનાજ ઓરડામાં જઇ ભરાઈ ગયો, અંદરથી દરવાજો બંધ કર્યો, પોલીસોએ આવી દરવાજો ખોલવા ઘણાએ હુકમ કર્યો, પણ દરવાજો ઉઘડયો નહી ત્યારે સર ગોલ્ડનને વચે નાંખ્યાં ગોલ્ડને અંદર ઘુસેલા ડેવીડને "પોલીસના કામમાં દખલ કરવાથી કાયદામાં સપડાઇશ" વિગેરે સમજણના શબ્દો કહી દરવાજો ખુલો કરવા કહ્યું.

દરવાજો ખુલ્યો, ને પોલીસ ને ગોલ્ડન અંદર દોડયા. તો તેજ વખતે પેલો બેદી બુરખાવાળો આકાર હાથમાં પીસ્તોલ સાથે ખુણામાંથી નીકળી આવતો દેખાયો, આ બુરખવાળા લાપ્રીંગે વિચિત્ર અવાજે પોકાર્યું, "સઘળા આ ઓરડામાં ગોઠવેલી ખુરશીપર બેસી જાઓ. ને ડેવીડને ન્હાસવાની તક આપો, કેમકે આ બારી વાટે કુદી બ્હાર પડયો છે, જો મ્હારો આ હુકમ નહિ માનવામાં આવે તો ગોળીથી એકેકને વીંધી નાંખીશ.

ઓ મ્હારા ખુદા! સાત બ્હારની ભરેલી પીસ્તોલ હાથમાં ધરનારનો આ ઓરડર કોણ રદ કરી શકે? પોલીસ પપા પણ હાથમાં ઉંચા કરી ખુરશીપર બેસી ગયા, કે તુર્તંજ બહારથી બારણું બંધ કરી બુરખાવાળો છટકી ગયો.

તે શયતાનજાદો જવા પછી સર ગોલ્ડન ને પોલીસો બારી વાટે કુદી બહાર પડયા, ને દોડતા જયાં બાગમાં મારગેરી હસ્તી ઉભી હતી, તેણીને આવી પુછયું, "ડેવીડને ત્હેં અહીંથી પસાર થતાં જોયો?"

"હા, તે તો કયારનો અહીંથી નાસી ગયો" પોલીસની ફજેતીપર હસતી તે ચાલાક છોકરી બોલી, પોલીસો પણ હોઠ કરડતા પોતાને ઠેકાણે ગયા.

તેજ દીવસની સાંજ મંદ મંદ પવનથી,–આથમતા સુર્યથી,–શાંત વાતા પવનથી વધુ રળીઆમણી લાગતી હતી, કે જે પવનનો લાભ લઈ બગીચાની કુંજમાં બાંધેલા હીંચકાપર સુતાં સુતાં કાગળીયાં ચીતરતા ડેવીડ તરફ મારગેરી ગઈ.

મારગેરીની મતલબ આજે એકજ હતી, ને તે એજ હતી કે ડેવીડપર છુપી નજર નાખવી, ને તેથી તેણી હીંચકાની પાછળનાં ફુલ ઝાડમાં છુપાઈ ડેવીડની હીલચાલ જોઇ રહી, ડેવીડ કાંઇક લખવામાં તલ્લીન થયો હતો, એટલામાં એક પતંગીયું ઉડતું ઉડતું, આવ્યું, ને ડેવીડના હાથપર બેઠું–હાથપરથી ઉડાડયું તો માથા પર બેઠું–માથાપરથી ઉડાડયું તો નાકપર બેઠું. ડેવીડ કંટાળયો, ને છેડાઇ તે પતંગીયાનો શીકાર કરવા ને તેને પકડી લેવા હાથની ઝપટ મારતો તેની પાછળ દોડયો, ચાલાક પતંગીયું આમથી તેમ ઉડવા લાગ્યું, ને તેને પકડવા જતાં ડેવીડના હાથ અરસપરસ પછડાઇ લાલ થયા, ને એક ઝાડ સાથે અથડાયો, છતાં તે તેનિ પુઠેજ દોડયો.

એજ વખતે મારગેરીયે આવી ડેવીડે લખેલી નોટ ઝુલાપરથી ઉપાડી લીધી, ને ઝાડની પાછળ જઈ વાંચી, તો અહ ! તેણીનું શું આશ્ચર્ય, તે નોટમાં નજીકના પહાડની એક છુપી તલેસ્માતી ગુફાના રસ્તાની યાદી હતી.

તેણી આ ચીઠી પોતાના ગાઉનમાં સંતાડી ઉભી. એટલામાં આથમતાં સુર્યની રોશનીમાં ડેવીડને તેણીયે પેલા પહાડ તરફ જતો જોયો, તેણી છુપી છુપી તેની પછવાડે ગઈ.

## પ્રકરણ ૩૮ મું.

ન્હાસે ત્રાસે, કમળ વદની, સુંદરી કો સલુણી
બીકે જેવી, હરિણિ પડતી, સીંહની ત્રાડ સુણી
કંપે છાતી થરથર થતી, ગાત્ર ઢીલાં કરીને
તોયે તે તો પડતિ પડતી, નાસતી ત્યાં ફરીને

ખરેખર એવુંજ હતું, જાણે સીહની ત્રાડ સાંભળી હરણી ન્હાસતી હોય તેમ પાછળ દોડયા આવતા દુશમનને દેખી તે કોમળ અંગવાળી હોઇ બાળા ન્હાસતી હતી.

ઓહો ! આ તો મારગેરી છે !—હા તે મારગેરીજ ન્હાસે છે, તણી ડેવીડની હીલચાલ જોવા આ પહાડની ટેકરી સુધી આવી હતી, એટલામાં ત્યાં ભટકતા લાંખંડી પંજાવાળા લીગર ને તેના જોડીદારની તેણીની પર નજર પડી, ને તેઓ દોડયા, પરંતુ મારગેરીનું ધ્યાન તે તરફ ખેંચાતાં તેણી કંપતી પોતાનો બચાવ કરવા પેલા પહાડના શીખરપર ચઢી ગઈ.

તે શીખરના કાળા કાળા ખડક આગળ આવી મારગેરીએ ચોતરફ જોયું, તે તો કયાંઇ છુપાવાની જગ્યા હતી નહીં, ને બદમાશો તો આ તરફ દોડયાજ આવતા હતા, હવે શું કરવું ? પણ ઓ, ખુશનસીબો મારગેરીને પેલી ડેવીડવાળી આ ખડકને લગતી ચીઠી યાદ આવી, ને તેણીયે તે ચીઠી તરતજ પોતાના ગાઉનની અંદરથી કાઢી ઉતાવળે વાંચી, ને તેમાં લખ્યા પ્રમાંણે તે ખડકના એક ચોકસ ખાડામાં હાથ ફેરવ્યો, તો એક નાની ચાંપ દેખાઈ.

ઘણીજ ઉતાવળે મારગેરીયે તે ચાંપ દાબી કે તુરતજ તેણીના આશ્ચર્ય વચે તે ખડકમાં એક છુપી ગુફાનો રસ્તો ખુલ્લો થયો, એક પળની ઢીલ કર્યા વગર મારગેરી તેમાં પેઠી, કે તે ભેદી દ્વાર પોતાની મેળે બંધ થયું, મારગેરીયે અંદર જઈ નજર કરી તો તે છુપી ગુફાની એક દીવાલપર ચેતવણી લખેલી હતી.

" અહીંથી આગળ વધશો તો આફતમાં સપડાશો "

મારગેરી આગળ વધતી અટકી, પણ અફસોસ ! કમનસીબી તેણીની પુઠેજ દોડી આવતી હતી કેમકે તેજ વખતે પાછળ આવી પહોંચેલા લીગર ને તેના જોડીદારને આ ગુફાનું દ્વાર ખોલવાનો પ્રયત્ન કરતા તેણીયે સાંભળ્યા.

મોત તો બંને બાજુએ હતું, તો લીગરના હાથમાં જઈ કાં મરવું ? એમ વિચાર કરી લુચ્ચાઓ અંદર આવ્યા તે પહેલાં મારગેરી તે અજાણી ગુફામાં આગળ વધી, પરંતુ પાંચેક પગલાં આગળ ભરતાં જાણે ધરતી ફાટતી હોય, તેમ જમીનપરનું એક છુપું દ્વાર ખુલ્લું થયું ને મારગેરી યાહોમ એક ઉંડા અંધારા ઓરડામાં ઉછળી પડી.

મારગેરીને વાગ્યું છતાં તેણી ઉભી થઈને તે ઓરડામાં ઉંડી આસપાસ જોતી એક ખુણામાં ઉભી હતી, એટલામાં બીજો ધડાકો થયો, ને લીગરના મળતીયાને મારગેરીએ આજ અંધારા ઓરડામાં પડતાં જોયો.

વાઘ અને બકરી આમ અકસ્માત એકજ ઓરડામાં પુરાયા, પણ પડેલા બદમાશનો પડતાં પડતાં ગોઠણુ ભાંગી ગયો, ને તેથી મારગેરી ખુશ થતી એક ખુણામાં જઈ બેઠી, બહારથી લીગર અને બીજા બે મળતીયા આ પડેલા મેમ્બરને આ ઉંડા ઓરડામાંથી કાઢવા અશકત હોવાથી, જે નીરાશાના ઉદગારો કાઢતા હતા ત તેણી સાંભળવા લાગી.

આખરે લીગર ને તેના મળતીયા બદમાશો હવે સંભાળથી આગળ વધતા હોય, તેવું મારગેરીને એ ઉંડા કુવા જેવા ઓરડામાંથી જણાયું, પણ એટલામાં થોડીવારમાં આકાશમાં વાદળાં અથડાતાં હોય તેવો ઉપરની ગુફામાં અવાજ થયો અને જાણે ગુફાની છત તુટી પડતી હોય, પથરાઓનો વરસાદ વરસતો હોય ને તેની નીચે લીગર અને લીગરના મળતીયાઓ દમાઇ જતા હોય, તેવી તેઓની ભયંકર ચીસો મારગેરીના કાન સાથે અથડાઇ.

“નકકી બદમાસો આ તલેસ્માતી ગુફામાં આફતમાં સપડાયા છે” મારગેરીયે આ અંધારા ઓરડામાં બેઠાં બેઠાં કલ્પના કરી, પણ આપણુને તેણીની સાથે કલ્પના કરવા રોકાવું પરવડે એમ નથી, કેમકે બનાવો હવે એકદમ બને છે, ને આપણે ચોતરફ ધ્યાન પુગાડવાની જરૂર છે, માટે ગુફામાંથી નીકળી ચાલો આપણે રસ્તાપર જઇએ.

પણ રસ્તાપર આ શું ? આ શેની દોડધામ છે ? અરે એ તો પેલો ભેદી બુરખાવાળો મોટર સાઈકલપર ન્હાસતો જણાય છે, અને પાછળ પોલીસની મોટર છે,—હા, તમજ છે, પોલીસને અત્યારે બાતમી મળી હતી, કે બુરખાવાળો લાર્ડીંગ મીસ વીલકીનસન સાથે પ્યાર કરતો બાગના છેડાપર ઉભો છે, ત્યારે પોલીસો મોટરમાં બેસી તેને પકડવા દોડયા, પણ ચાલાક બુરખાવાળો ચેતી મીસ વીલકીસનને કીસ કરી મોટર સાઈકલપર નાઠો, પોલીસોએ તેને ન્હાસતો જોયો, ને તેની પુંઠ પકડી

ન્હાસેલો બુરખાવાળો એક જરા આગળ ત્યાંથી પેલી તલેસ્માતી ગુફા તરફ દોડયો, તો આફત ! તે તલેસ્માતી ગુફામાંથી લીગરને નીકળતો જોયો, કેમકે મારગેરીએ કરેલી કલ્પના ખરી હતી, ને લીગરના બે જોડીયા તે તલેસ્માતી ગુફામાં મોતને સ્વાધીન થઈ ગયા હતા, ફકત સાવચેત રહેવાથી લીગરજ બચી ગયો હતો, ને હવે આ મોતની ખીણુ છોડી તે બહાર નીકળતો હતો, બુરખાવાળાએ તેને જોયો, ને તે એક બાજુ છુપાઈ ગયો, જેવો લીગર બહાર નીકળ્યો કે એકદમ ઓચીંતો તેના પર તુટી પડયો, તે બે વચ્ચે રસાકસી ભરેલી મારા મારી થઇ, ને આખરે બુરખાવાળો તે દુષ્ટને દબાવી મારી નીચે પાડી દઇ ઉતાવળે ગુફામાં ચાલયો ગયો, કેમકે પોલીસો આ તરફ લગભગ આવી પહોંચ્યા હતા.

બુરખાવાળાની પાછળ પડેલાં પોલીસોએ આવતાની સાથે લીગરને પકડી લીધો; ને આજે એકજ ભયંકર ગુન્હેગાર સપડાતાં પણ સંતોષ માની તે પોલીસ પાર્ટી કેદી સાથ રવાને થઇ.

તે ગડબડ બધી શાંત થયા પછી ગુફાનું દ્વાર ખુલતું જણાયું, અને અં-દરથી મારગેરી ને ભેદી બુરખાવાળો નીકળતાં જણાયાં, મારગેરીની છાતી ભયથી ધડકતી હતી, કેમકે તેણી હમણાં મોતના મામલામાંથી બુરખાવાળાની મદદથી બચી હતી, તેમને યાદ તો હશે, કે મારગેરી સાથે એક લીગરનો મળતીયો પણ પેલા અંધારા કુવામાં પુરાયો હતો, તેનું ધ્યાન આખરે મારગેરી તરફ ગયું ને તે છરો લઇ ઘસડાતો ઘસડાતો તેણીને મારવા આવ્યો, એજ વખતે કુવાની બાજુના ભોંયરામાં જાણે સમાધીમાંથી જાગ્યો હોય, તેમ બુરખાવાળો ત્યાં આવી પહોંચ્યો, ને પીસ્તોલથી બદમાશને ઠાર કરી મારગેરીને બચાવી બહાર આવ્યો.

"ઓ ભેદભરમના ભંડાર ! મ્હને બચાવનાર ! હવે કૃપા કરી મને સાચું કહે કે તું કોણ છે ?" મારગેરીએ ગુફા બહાર આવતાં વીનતીથી પુછયું.

"જાણવું છે ! તો જો ! આ હૃદય ને મુખ હંમેશાં ત્હારા માટે ખુલા છે વ્હાલી મારગેરી !" એમ કહી તે ભેદી શખ્સે પોતાનો બુરખો ઉંચો કર્યો, ને મારગેરીની છાતીમાં હર્ષનો પડઘો પડયો.

---

## પ્રકરણ ૩૯-૪૦

આજે તમારી માનીતી મારગેરીની ઉદાસી હવામાં પીગળી ગઈ હતિ, અને તેની જગા છુપી ખુશાલીયે લીધી હતી, ને તે એકાંત ઓરડામાં બેઠી બેઠી તેણી વખતો વખત રોજ બોલતી હતી કે,—

"ઉડશુ બન્ને થઇ એક આ આફત તણા આકાશમાં,
"નવ મરણ પણ પાડી શકે જુદાં અમોને આશમાં.

આમ કોઈકની સાથે એક થવા તેણીનું જીગર તલપી રહ્યું હતું, તેજ શ-બ્દો મુખથી લવતી તેણી ટેલીફોનના ભુંગળા પાસે ઉભી રહી, ને ભુંગળું કાન પર મુકયું, ને તેણી ચમકી.

"લીગર કેદખાનામાંથી ન્હાસી ગયો" ટેલીફોનના ભુંગળામાં અવાજ સંભળાયો, ને મારગેરિયે કાન ટટાર કર્યા, કેમકે તેણી સમજી ગઇ કે સર ગો-લ્ડન ને પોલીસો વચેની તે વાતચીત છે.

હાલમાં પોલીસને મારગેરીનો શક આવવાથી, ને તેણી સઘળી ગોઠવણો પેલા ભેદી બુરખાવાળાને કહી આવતી હોવાથી તેણીનાથી છુપી મસલતો પોલીસ અને ગોલ્ડન વચે થતી હતી, છતાં મારગેરી તે મસલત આ ટેલીફોન મારફત સાંભળી લેતી હતી, અત્યારે પણ તેઓ સાથે લીગર સંબંધી વાતચીત થતી જોઈ મારગેરી ટેલીફોનમાં તીવ્રપણે સાંભળવા લાગી.

"લીગર કેવી રીતે ન્હાસી ગયો ? સર ગોલ્ડન પુછતાં હોય એવો અવાજ સંભળાયો. "ઘણીજ અજાયબ રિતે ન્હાસી ગયો, કેદખાનામાં એમ બન્યું કે જવાન દારોગો તેને માટે ખાવાનું લઈ ગયો, ને બે પહેરિગરો દરવાજાપર ચોકી કરતા હતા, જ્યારે અરધો એક કલાક થયો છતાં દારોગો બ્હાર ન નિકળ્યો ત્યારે પહેરેગીરો અંદર ગયા, ને જોયું તો જવાન દારોગો મુવેલો પડયો હતો, ને તેમાંયે વધારે અજાયબ જેવુ તો એ હતું કે તેનો ચહેરો જવાન છતાં સાઠ વરસના બુઢ્ઢા જેવો થઈ ગયો હતો." ખબર લાવેલા શખશને ખુલાસો કરતો

સાંભળયો, ને આટલી ખબર સાંભળતાં તો મારગેરી ખુરશીપરથી ઉઠી ઉભી થઈ, ને ઓવરકોટ ઓઢી લઈ બહાર નીકળી.

તેણીને ઓરડામાંથી બહાર નીકળતી જોઇ પોલીસો ને ગોલ્ડન ચુપજ થઈ ગયા, મારગેરી મનમાં હસી, ને "હું જરા બહાર ફરવા જઉં છું" એમ બાપને જણાવી તેણી બહાર પડી.

ઉતાવળે પગલે ચાલતી તેણી પેલી ભયંકર ભેદી ગુફા પાસે આવી પહોંચી, ને આવતાંની સાથે એક નાની સીટી મારી, કે તે ગુફાનું તલેસ્માતી દ્વાર ખૌલ્યું, ને અંદરથી તે કાળને કંપાવનાર ભેદિ બુરખાવાળો યાને ગેબી મદદગાર બહાર નીકળ્યો.

"કેમ વ્હાલી" તેણે આવતાની સાથ મારગેરીના ગોરા ગાલપર ચુંબન લેતાં પુછયું.

"કેમ શું ? લીગર કેદખાનામાંથી ન્હાસી ગયો છે, દારોગાને મારી નાંખ્યો છે, આશ્ચર્ય તો એ થયું છે કે મરનાર દારોગો જવાન છતાં બુઢ્ઢો બની ગયો છે" મારગેરીએ આસપાસ જોઇ ધીમેથી કહ્યું.

"હા, એમાં નવાઈ પામવા જેવું નથી-કેમકે એક એવી જાતનું ઝેર આવે છે, કે જેનો ઉપયોગ કરતાં માણસ એકદમ બુઢ્ઢો બની મરે છે, ને તેવું ઝેર લીગરનો એક સાયન્ટીસ્ટ સાથી શયતાન સ્કીડમનજ બનાવે છે, તેનો લીગરે ઉપયોગ કર્યો હશે, ખયર, પરંતુ એક રીતે લીગરે ન્હાસી જઇ મહારાપર આફત ઉભીજ રાખી છે, પણ ફીકર નહી, આજેજ સાંજના લીગરના એ બાકી સાયનટીસ્ટ જોડીદાર પાસેથી હું લેખીતવાર એકરાર લખાવવા કોશીશ કરીશ, તું મને તે સાયન્ટીસ્ટને ત્યાં મળજે" એમ કહી બુરખાવાળો ગુફામાં અદ્રશ્ય થઈ ગયો, ને મારગેરી હજુ એક ડગલું આગળ ભરે, એ પહેલાં તો તે ખડક પાછળથી એક પોલીસ જાસુસ ધસી આવ્યો ને મારગેરીને પકડી.

"જવાન છોકરી, આજે તું સપડાણી છે, તને હું બુરખાવાળા સાથે વાત કરતો જોઇ ગયો છઉં. ચાલ હવે મારી સાથે, તારા બાપ પાસે તને બુરખાવાળાની જાસુસ તરીકે રજુ કરૂં છું.

એકાએક કુટી નીકળેલા પોલીસના આ બોલથી મારગેરી ગભરાવાને બદલે હસી, ને સામે પોલીસ જાસુસને સતાવતી, તેનું ટીખળ કરતી તેણી ઘર તરફ આવી, જાસુસે ગોલ્ડનને વાત કરી, ને ગોલ્ડનને છેડાઈ "બેવકુફ છોકરી, દુશમનને મદદ કરવા તું તઇયાર થઈ છે ?" વિગેરે કેટલાક ઠપકાના શબ્દો કહી તેણીને એક ઓરડામાં પુરી દિધી. ઓરડામાં પુરાતાં તેણી બાપની સ્હામે જોઈ બબડી—

"શંકા તણા ચશમા ચઢાવી મુર્ખ ફાંફાં મારતા;
નિર્દોશ ઉભાં ઝાડને ભરમાઇ તસ્કર માનતા."

પરંતુ મારગેરીના એ માર્મિક બબડાટ પર ગોલ્ડન ધ્યાન ન આપતાં દરવાજો બહારથી બંધ કરી પોલીસની જામેલી મીટીંગમાં જઇ બેઠો.

"ત્યારે હવે શું કરવું ?" ગોલ્ડને પોતાની બેઠકપર ગોઠવાતાં પુછ્યું.

"શું કરવું શું, આજે તે ભેદિ શખ્સને જરૂર પકડવો છે, કેમકે જાસુસે સાંભળી લીધા મુજબ તે ભેદી ગુન્હેગારે આજે સાંજે સાયન્ટીસ્ટ સ્કીડમનને ત્યાં મળવા મારગેરીને કહ્યું છે, તો તેણીને બદલે આપણે જઇશું, ને તેને સપડાવશું" પોલીસનો વડો સંતોષપૂર્વક બોલ્યો.

"પણ જોઉ તે ઉછાંછળી છોકરી અંદર છે કે" ગોલ્ડન મારગેરીનું નામ આવતા ચમકી તપાસ કરવા ઉઠયો, ને ઓરડો ખોલી જુવે છે, તો મારગેરી ન મળે! ગોલ્ડને હેબતાઇને જોયું તો બારીના કઠેરા સાથ તેણીના ગાઉનનો ફાટેલો છેડો લટકતો હતો.

"નક્કી તેણી અહીંથી ન્હાસી ગઇ હશે" ગોલ્ડને ગભરાઇ પોલીસને બોલાવતા કહ્યું, પણ ખરેખર મારગેરીએ આ બધા અક્કલના ઈજારદારોને બનાવ્યા હતા, ને તેઓ જેવા દરવાજો ખુલ્લો મુકી બારી આગળ તપાસ કરવા લાગ્યા, તેજ તકનો લાભ લઇ પડદા પાછળ છુપાયલી મારગેરી બહાર નીકળી આવી, ને પોલીસ તેમજ પીતાની હુશિયારી ઉપર હસતી એક નાની મોટરમાં ચઢી બેઠી, ને પછી મોટરને પેલા સાયન્ટીસ્ટના ઘર તરફ મારી મુકી.

હવે જયારે પોલીસોએ ઓરડામાં મારગેરીને જોઈ નહિ, ત્યારે તેઓ પણ મોટરમાં બેસી ગોલ્ડન સાથ પેલા સાયન્ટીસ્ટના ઘર તરફ ઉપડયા, પણ મારગેરી તો તેઓની પહેલાં પહોંચી ગઈ ને તે હલાલખાના જેવા સાયન્ટીસ્ટના મકાન આગળ આવી ઉપર ચઢી, ને બારીવાટે જોયું, તો ખરેખર ગેબી મદદગાર પીસ્તોલની અણીપર તે લીગરના મળતીયા સાયન્ટીસ્ટ લુચ્ચા પાસે પોતાનાપર આવેલા આરોપ લીગર અને તેની ટોળીએ કર્યા હતાં, એવી જાતનો લેખીત એકરાર લખાવતો હતો.

તે લુચ્ચો લખતાં લખતાં પણ ભંયકર હુમલો કરવાની તક શોધતો હતો. એટલામાં કમનસીબે ભેદી બુરખાવાળાની નજર બીજી બાજુ સેજ ખખડાટ થતાં તે તરફ ગઈ, ને તેજ પળે આ લુચ્ચા સાયન્ટીસ્ટે યાહોમ ધસી જઇ, તે ભેદી બુરખાવાળા લાર્ફીગને મજબુતીથી પકડી નજદીકની બારીમાંથી બોલની માફક નીચે ઉછાળ્યો, તે ઉછળ્યો, પડયો, ને પથરની ફુટપાથપર પડતાં મોત વખતની એક ભયંકર ચીચીયારી સાથે ખેલ ખલાસ!

મારગેરીને આંખમાં ચક્કર આવ્યાં, લુચ્ચો સાયન્ટીસ્ટ રાજી થયો, પણ આ શું? બીજે બારણેથી તેવોજ—અરે! તેજ લાર્ફીગ માસ્ક પીસ્તોલ સાથે સાયન્ટીસ્ટ સામે ઉભો, એકરાર લખી આપવાની માગણી કરવા લાગ્યો, ત્યારે મુવો કોણ? લીગરનું શું થયું? ભેદી બુરખાવાળો? ને મારગેરી કોની સાથ પરણી? એ સંખ્યાબંધ સવાલો ફકત કુવીન સીનેમાજ કહી શકશે.

**સંપુર્ણ.**

શહેરની મધ્યમાં આવેલું ખુલ્લી હવા વાળું
સુરતની શોખીન પ્રજાનું મોજનું માનીતું મથક

# ક્વીન વિક્ટોરીઆ સિનેમા

ઠે૦ મોટી ઘડીઆળ પાસે-સુરત.

પ્રોગ્રામ હર બુધ, અને શનિવારે બદલાય છે.
થાકેલા મગજને રાહત આપવા એક લટાર જરૂર મારજો.
તરેહવાર હાઇકલાસ કોમીક, સ્ટાર ડ્રામા, સીરીઅલ,
વીગેરે જોઇ તમારી તબીઅત ખૂશ થઇ જશે.

---

હાડવૈદ રાંદેરવાલા

# હોરમસજી કાવસજી ભીમ.

૫૦ વરસના જુના અનુભવી

હંમેશનો મેળાપ, મોટી ઘડીયાળ પાસે—**સુરત.**

જયાં ભાંગેલા, ઉતરેલા, હાડકાંનો ઈલાજ, હાડકાંનું ચુરેચુરા થઇ જવું વીગેરે ભયંકર કેસો ખાત્રી પુર્વક રીતે સાજા કરવામાં આવે છે. કોઈ સાહેબને કામ પડવેથી દેશાવર ખાતે પણ બોલાવશો તો આવીશું તથા દવા વીગેરે મોકલી આપીશું.

---

શા. ખુ અના ધી સુરત જૈન એન્જીન પ્રી પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું
ઠે૦ ખપાટીઆ ચકલા-સુરત

---

છાપનાર—પ્રભુશંકર નરભેરામ વ્યાસ
છાપવાનું ઠે.—શા૦ ખુબચંદ અમીચંદનાં ધી સુરત જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસ
ખપાટીઆ ચકલા સુરત.
પ્રસીદ્ધ કરનાર—હુશેન ઈબ્રાહીમ અચ્છા માલેક કવીન વીકટોરીઆ સુરત.
પ્રસીદ્ધ કરવાનું ઠે૦—ટાવર નજીક પોલીસ લેન પાસે—સુરત.